ગાંડીવ બાલોદ્યાન-માળા
ચોથી : ૧૮ : માળા

# અમી ઝરણાં

લખનાર
હસનજી મણિભાઈ દેસાઈ

૭૮



પ્રકાશક ગાંડીવ સાહિત્ય મંદિર સુરત

મુદ્રક: પ્રકાશક
**નટવર મૂ. વીમાવાળા**
**ગાંડીવ સાહિત્ય મંદિર વતી—**
ગાંડીવ મુદ્રણાલય,
હવાડિયો ચકલો, સુરત




આવૃત્તિ પહેલી
સંવત ૧૯૯૭
સને ૧૯૪૧
કિંમત: ૦–૩–૦

**આ** નાનકડી ચોપડીમાં આપેલી નાનકડી વાર્તાઓ કંઈક ને કંઈક બોધ આપી રહે તેવી છે. મહાન પુરુષોના જીવનના નાના નાના બનાવોમાં પણ કેવી મહત્તા ભરેલી હોય છે, ને કેવું શીખવાનું તેમાંથી મળે છે તેનો ખ્યાલ આ ચોપડી આપે છે.

**આ**શા છે કે ગુજરાતનાં બાળકો એને અપનાવશે.

**ન. વી.**

## અનુક્રમ





# ગાંડીવ સાહિત્ય મંદિર

**દાંડીઓ : સાપ્તાહિક**

કવિ નર્મદના એ જુગજૂના યશવંત પત્રને સુરતના મુખપત્ર તરીકે સજીવન કર્યું છે. નાગરિક પત્ર તરીકે તેણે તરત લોકપ્રીતિ મેળવી છે. વાર્ષિક લવાજમ રૂ. ૩॥.

**ગાંડીવ બાળપખવાડિક**

૯ થી ૧૪ વરસના બાળકોને નિશાળના ભણતરમાં રસ જગાડે અને મદદ કરે એ રીતે સચિત્ર સરસ લેખો આપતું એકલું પખવાડિક. વા૦ લ૦ રૂપિયા પાંચ. પરદેશ શિલિંગ બાર.

**ગાંડીવ છાપખાનું**

ગયા વીસ વરસની કારકીર્દિમાં આ છાપખાનાએ શુદ્ધ અને સ્વચ્છ છાપકામ કરવા માટે સારી ખ્યાતિ મેળવી છે.

---

હવાડિયો ચકલો, સુરત

---

સુરત આવો, ત્યારે

**જરૂર મુલાકાત લેશોજી.**

## ગુરુજીનું મોં શીવ્યું !

મોહન ચોથી ચોપડીમાં હતો. તે વખતે ગુજરાતના કેળવણી અધિકારી જાઇલ્સ-સાહેબ નામે હતા. તે એક દિવસ મોહનની શાળામાં આવ્યા. એમણે જુદા જુદા વર્ગની જુદા જુદા વિષયોની પરીક્ષા લીધી.

મોહનના વર્ગને પાંચ અઘરા શબ્દો લખાવી તેનો અર્થ પથ્થરપાટી પર લખી લાવવા કહ્યું. મોહને પાંચમાંથી ચાર શબ્દના અર્થ બરાબર લખ્યા, પણ પાંચમા શબ્દનો અર્થ કેમે કરી આ-વડે નહિ. તે માથું ખંજવાળવા લાગ્યો. ગુરુજી ઓરડાના બારણા આગળ ઊભેલા હતા. મોહનની

ગભરામણ તેમના લક્ષમાં આવી ગઈ. તેમણે મદદ કરવાનો વિચાર કર્યો. મોહનનું ધ્યાન પોતાના તરફ ખેંચવા માટે પોતાના પગનો જોડો અફાળ્યો. બંનેની નજર મળી.

ગુરુજીએ પેલા અઘરા શબ્દનો અર્થ ખૂણામાં ઊભા રહી ધીમે રહીને ઇશારા વડે સમજાવી દીધો. પરંતુ ગુરુજી આ ઠીક નથી કરતા, એમ લાગવાથી તે અર્થ ન લખતાં મોહને પોતાની પથ્થરપાટી તરત નીચે જમીન પર મૂકી દીધી.

સાહેબ પરીક્ષા લેતા હોય, ત્યારે છોકરો નીચે મૂકેલી પથ્થરપાટી ફરી ઉપાડીને લખે તો તે ગુનેગાર ઠરે; ને વળી હાથમાં જ સ્લેટ હોય ત્યારે કહેલો અર્થ જે છોકરો ન લખે, તે સ્લેટ નીચે મૂકી દીધા પછી ફરી ઉપાડીને તો નહિ જ લખે, એવી ખાતરી થવાથી ગુરુજી ત્યાંથી ચાલ્યા ગયા.

શાળાની તપાસ કરી સાહેબ ચાલ્યા ગયા. તે પછી ગુરુજીએ મોહનને બોલાવી કહ્યું: "કેમ,

મોહન! મેં તને અર્થ કહ્યો છતાં તેં ન લખ્યો? સ્લેટ તો તારા હાથમાં જ હતી? શા માટે તેં ધ્યાન ન આપ્યું? અને બબુચક જેવો સ્લેટ પકડી બેસી કેમ રહ્યો?"

આ સાંભળી મોહન બોલ્યોઃ "શું કહો છો, સાહેબ? જે શબ્દ મને બિલકુલ આવડતો ન હોય તે તમારી પાસે ચોરી કરીને લખું અને મારી હોશિયારી બતાવું? એ તો લુચ્ચાઇ થઇ. એ ચોરી ન કહેવાય?"

આ જવાબ સાંભળી ગુરુજી ચૂપ જ થઇ ગયા! તેમનું મોં શીવાઈ ગયું.

મોટપણે એ છોકરો ખરેખર મોટો થયો. એનું નામ મોહનદાસ કરમચંદ ગાંધી.



## ઉદારતા

એક આચાર્ય હતા—નામ વાસુદેવ. એમના બે શિષ્યો હતા. નિમાઇ ને રઘુનાથ. બંને મહેનતુ, હોશિયાર ને બુદ્ધિશાળી. બંને

ન્યાયશાસ્ત્ર પર પુસ્તક લખતા હતા.

રઘુનાથે એક દિવસ નિમાઇને કહ્યું: "ભાઈ, એક દિવસ તારું પુસ્તક તો બતાવ. તેં કેવું ક લખ્યું છે?"

નિમાઈ બોલ્યો: "હા, હા. શા માટે નહિ? જરૂર બતાવીશ."

એક દિવસની વાત. બંને મિત્રો હોડીમાં બેસી પાઠશાળે જતા હતા. તે વખતે નિમાઇએ પોતાનું લખાણ કાઢયું, અને રઘુનાથને વાંચી સંભળાવવા માંડયું.

રઘુનાથ સાંભળીને ઠરી જ ગયો. તે તો રડવા લાગ્યો.

નિમાઇએ પૂછયું: "અરે, ભાઈ! આમ રડે છે કેમ? થયું શું?"

રઘુનાથ બોલ્યો: "ભાઇ! મને કાંઈ થયું નથી. મારા પુસ્તક વડે હું ન્યાયશાસ્ત્રનો મુખ્ય શિક્ષક બનીશ, ને જગતમાં કીર્તિ પામીશ એવી મારી આશા હતી. પરંતુ તારું આ અનુપમ

પુસ્તક જોઈસાંભળી મારી આશા નાશ પામી છે. ને તેથી જ મને રડવું આવ્યું."

નિમાઇએ કહ્યું: "બસ! આટલી વાત માટે જ રડે છે?" એમ કહી તેણે પોતાનું પુસ્તક ફાડીને નદીમાં ફેંકી દીધું. પછી કહ્યું: "બસ, થયો ને હવે રાજી?"

નિમાઈનું પુસ્તક લોપ થતાં એમના બાળબંધ રઘુનાથનું પુસ્તક માન, આદર ને ખ્યાતિ પામ્યું.

ધન્ય છે નિમાઇની ઉદારતાને!

ઓળખો છો આ નિમાઇને?

આખી દુનિયા જેને ઓળખે છે ને પૂજે છે, તે બંગાળના દેવ પુરૂષ ચૈતન્ય. દુનિયા આજે તેમને ભગવાન ચૈતન્યના નામે જ ઓળખે છે. તેઓ દયા અને ઉદારતાનો દરિયો હતા.



# મારા જેવો નહિ મળે

થોડાક વરસ પહેલાંની વાત છે. તદ્દન ખરી બનેલી.

મુંબાઈની વડી અદાલતમાં એક ન્યાયાધીશ હતા. એક વાર તેમની આગળ મુંબાઈના એક ભાટિયાનો દાવો આવ્યો. દાવો કરનાર માણસ લખેશરી હતો. એટલે તેને પોતાની શ્રીમંતાઇનું અભિમાન હતું.

દાવો શરૂ થયા પછી ભાટિયાને લાગ્યું કે: નક્કી, ચુકાદો મારી વિરુદ્ધમાં જ જશે. માટે કોઇ ઉપાય કરવો જોઇએ. ભાટિયો વિચાર કરી, લાખ રૂપિયા લઇ એક રાતે ન્યાયાધીશને ત્યાં ગયો. ન્યાયાધીશ પાસે જઇ, રૂપિયા તેમની આગળ મૂકી બોલ્યો: “નામદાર! આપને આ લાખ રૂપિયા આપું છું. ને વિનંતી કરું છું, કે આપની અદાલતમાં જે દાવો ચાલે છે તેમાં આપ મારી તરફેણમાં ચુકાદો આપશો.”

ન્યાયાધીશે રૂપિયા લેવા ના પાડી. કહે: “શેઠ! ન્યાયની રીતે જે વાજબી હશે તે જ ચુકાદો મળશે. જાઓ, આ રૂપિયા પાછા લઈ જાઓ. મારે નહિ જોઇએ.”

પેલો લખેશરી બોલ્યો: “સાહેબ! કૃપા કરીને આ લાખ રૂપિયા લઇ લો. શા માટે ના કહો છો? હું રાજીખુશીથી આપું છું. તેમાં આપને શો વાંધો છે?”

ન્યાયાધીશ કહે: “વાંધો સત્તર વખત. મારાથી આવી રીતે, કોઈની પાસેથી રાતી પાઇ પણ ન લેવાય–લઇ શકાય જ નહિ!”

લખેશરીને પૈસાનું અભિમાન હતું. તે કહે: “સાહેબ! લઈ લો તો ઘણું સારું. મારી વાત માનો. એટલું યાદ રાખજો, કે મારા જેવો લાખ રૂપિયા આપનારો બીજો કોઇ નહિ મળે?”

આ સાંભળીને ન્યાયાધીશને હસવું આવ્યું. કહે: “ શેઠ! તમારા જેવા લાખ રૂપિયા આપ-નાર તો ઘણા ય મળશે, પરંતુ મારા જેવો ના

કહેનાર કોઇ નહિ મળે.”

એ ન્યાયાધીશનું નામ: અંબાલાલ સાકરલાલ દેશાઇ. અમદાવાદના વતની.



## જાતમહેનત

સો વરસ પહેલાંની વાત છે.

સાવંતવાડી રાજ્યના રત્નાગિરિ જિલ્લામાં બાંવડીગામ નામના એક ગામમાં એક બ્રાહ્મણ રહેતો હતો. તેને એક છોકરો હતો. બ્રાહ્મણની સ્થિતિ ગરીબ હતી. સ્થિતિ પ્રમાણે છોકરાને થોડું ભણાવેલો.

એક દિવસ છોકરો એક સરકારી કચેરીમાં ગયો. ત્યાં તેણે બધા કારકુનોને ખુરશી પર બેસી કામ કરતા જોયા. સામે મેજ હતાં. મેજ ઉપર ઘંટડી હતી. જેને પટાવાળાનું કામ પડતું તે ઘંટડી વગાડતો, એટલે તરત પટાવાળો આવી ઊભો રહેતો હતો.

આ જોઈ એ છોકરાના મનમાં વિચાર આવ્યો કે: "હું પણ મોટો થઇશ ત્યારે આવીજ રીતે ખુરશી ઉપર બેસીશ. ઘંટડી વગાડીશ, એટલે પટાવાળો સામે આવી ઊભો રહેશે. હું કહીશ આમ કર તેમ કર. ફલાણું લાવ ને ઢીંકણું લાવ. અહીં જા ને તહીં જા."

આમ તે પોતાના ભવિષ્યનું મનોહર ને ઊજળું સપનું જોઇ રહ્યો હતો. એવામાં એક કારકુને છોકરાનાં મેલાં કપડાં જોઇ તેને બહાર કાઢી મૂકયો.

પરંતુ એ દિવસથી છોકરાએ વિચાર કર્યો કે: "ગમે તેમ થાય, પણ હું આગળ જતાં જરૂર મોટો માણસ બનીશ."

એ પછી તે બેલગામ ચાલ્યો ગયો. ત્યાં દિવસે તે મજૂરી કરતો અને રાતે ભણતો, ને એક સુથારને ત્યાં સૂઈ રહેતો. રાતે વાંચવા માટે એ ગરીબ છોકરા પાસે દીવાબત્તીનું પણ સાધન ન હતું. ઝાડનાં પાંદડાં તથા ડાળીડાંખળાં

વીણી, એકઠાં કરી, તેને એક ખૂણામાં સળગાવતો, ને તેના અજવાળે તે પાઠ વાંચતો. આવી રીતે એક રાતે તે તાપણીને અજવાળે પાઠ વાંચતો હતો. એ વખતે ત્યાંથી એક વકીલ જતો હતો. તેણે આ છોકરાને તાપણીને અજવાળે વાંચતાં જોયો. છોકરાનો આવો વાંચનનો શોખ જોઇ વકીલ ખુશ થઇ ગયો; ને તેને પોતાને ઘેર લઇ ગયો. પછી છોકરાને ખાવાપીવાની તથા ભણવાની સગવડ કરી આપી.

છોકરો મેટ્રીક પાસ થયો, બી. એ. થયો, ને મુંબાઈની એલ્ફીન્સ્ટન કોલેજમાં અધ્યાપક (પ્રોફેસર) નીમાયો. બે વરસ પછી એમ. એ થયો. પછી તેને પૂનાની દક્ખણ કૉલેજમાં અધ્યાપકની નોકરી મળી. સંસ્કૃત, લેટિન ને જર્મન ભાષા તેણે શીખી લીધી હતી. છેવટે તે કલાદગીમાં ડિસ્ટ્રીક્ટ ડેપ્યુટી કલેક્ટર બન્યો.

એક દિવસ એક માણસે તેને પૂછ્યું: "તમે આટલા મોટા માણસ શી રીતે થઇ શક્યા?

આટલો ઊંચો હોદ્દો શી રીતે મેળવી શકયા?"

કલેકટરસાહેબે જવાબ વાળ્યો: "જાણતા નથી? જાતમહેનતથી."

જાતમહેનતથી આગળ વધી, ભણીગણી ડિસ્ટ્રીકટ ડેપ્યુટી કલેકટર બનનાર એ છોકરાનું નામ: શંકર પાંડુરંગ પંડિત.



## ઈન્સાફ

ગુજરાતની રાજધાની અમદાવાદ. અમદાવાદ અહમદશાહ બાદશાહે વસાવેલું. અહમદશાહ ઈન્સાફી બાદશાહ હતો. તે અન્યાય જરા પણ સાંખી શકતો નહિ. મોટી અને ગંભીર ફરિયાદોનો ચુકાદો તે જાતે જ આપતો.

એક વખત બાદશાહના જમાઈએ એક નિર્દોષ માણસનું ખૂન કર્યું. વજીરને ખૂનની ખબર પડી. બાદશાહના જમાઈએ ખૂન કર્યું

હતું, તેથી તેને બાદશાહ પાસે ન મોકલતાં કાજી સામે ઊભો રાખવામાં આવ્યો.

કાજીએ ન્યાય કર્યો કે: "મરનારના વારસને ખૂનીએ ૨૦૦ ઊંટ આપવાં."

બસો ઊંટ મળ્યાં એટલે મરનારનો વારસ ખુશ થયો.

પણ સુલતાન અહમદશાહને કાને આ વાત પહોંચી ગઇ. તેણે કાજીનો ચુકાદો કબૂલ ન કર્યો. અહમદશાહે જાતે જ પોતાના જમાઇનો ઈન્સાફ કરવાનું જાહેર કર્યું. તેણે કહ્યું: "મરનારનો વારસ તો ૨૦૦ ઊંટ મેળવીને રાજી થયો છે. પણ મને એ વાત કબૂલ નથી. એ ખરો ઈન્સાફ નથી. આવી રીતે તો મારાં સગાંઓ અને મારી મહેરબાનીવાળાઓ પોતાની ખોટી સત્તા વાપરી નિર્દોષ માણસનું ખૂન કરતાં અટકશે જ નહિ. ખૂનના ગુના માટે તો આરોપીને—મારા જમાઇને—મોતની સજા થવી જોઇએ. અને તે જ ખરો ન્યાય ગણાય."

બાદશાહ અહમદશાહે પોતાના જમાઇને મોતની સજા ફરમાવી અને તેને શૂળીએ ચઢાવ્યો.

બાદશાહના આવા નિષ્પક્ષ ન્યાયથી પ્રજા ભારે ખુશ થઈ. પ્રજાનું તેના પર હેત વધ્યું.

અહમદશાહ જીવ્યો ત્યાં સુધી તેના રાજમાં કોઇ પણ અમલદાર કે તેનાં સગાંઓ નિર્દોષ માણસનું ખૂન તો શું કરે, પણ કોઇ માણસને સતાવી યે શકતા નહિ.

એટલે જ ઇતિહાસમાં અહમદશાહ ન્યાયી -ઇન્સાફી બાદશાહ ગણાયો છે!

## [૨]

પેશ્વાના સમયની વાત. પેશ્વાનો દરબાર ભરાયો હતો. દરબારમાં બ્રાહ્મણોને દક્ષિણા અપાતી હતી. દરબારમાં ન્યાયાધીશ પણ હાજર હતા. નાના ફડનવીસ કહેતા, તે પ્રમાણે શ્રીમંત માધવરાવ બલ્લાળ (પેશ્વા) દક્ષિણા આ-

પતા હતા.

ન્યાયાધીશના વડીલ બંધુ પણ બ્રાહ્મણો ભેગા દક્ષિણા લેવા આવ્યા હતા. નાના ફડનવીસ તેમને સારી રીતે ઓળખતા હતા. તેમણે શ્રીમંત માધવરાવને સૂચના કરી: "ન્યાયાધીશના વડીલ બંધુને વીસ રૂપિઆ દક્ષિણા આપો."

શ્રીમંતે વીસ રૂપિયા લઇ આપવા માટે હાથ લાંબો કર્યો.

"મહારાજ, આ તો અન્યાય થાય છે!"—એવો અવાજ તરત જ સંભળાયો.

શ્રીમંતે જોયું, નાના ફડનવીસે જોયું, આખા દરબારે જોયું. એ કોણ? ન્યાયાધીશ પોતે! તેઓ ઊભા થઇ હાથ જોડી કહી રહ્યા હતા. દરબાર ચકિત થયો! આ શું? ન્યાયાધીશે ભાંગ તો નથી પીધી?

દરબારમાં શાંતિ હતી. બધાની નજર ન્યાયાધીશ તરફ વળેલી હતી; કારણ કે ન્યાયાધીશ એટલે કંઇ જેવોતેવો માણસ નહિ.

શ્રીમંતે શાંતિનો ભંગ કરી પૂછ્યું: "અન્યાય શી રીતે?"

ન્યાયાધીશ બોલ્યા: "મહારાજ, એ બ્રાહ્મણ વિદ્વાન નથી. વેદનો અને બીજાં શાસ્ત્રોનો એમને પાકો અભ્યાસ નથી. એમને ફક્ત બે રૂપિયા દક્ષિણા મળવી જોઇએ."

ફડનવીસ બોલ્યા: "પણ એ તો આપના મોટા ભાઈ છે"

ન્યાયાધીશે ગંભીરતાથી જવાબ આપ્યો: "તેથી શું થયું? ન્યાય કદી સગપણની શરમ રાખે જ નહિ. ખુદ મારા પિતા જ અહીં આવ્યા હોય, અને એમની કદર એમના જ્ઞાનથી જ કરવાની હોય, તો જેનું જેવું જ્ઞાન તે પ્રમાણે જ હું ન્યાય કરું. દક્ષિણા જ્ઞાનના અધિકાર પ્રમાણે જ અપાય."

નાના ચૂપ થઇ ગયા. શ્રીમંતે બે રૂપીઆ દક્ષિણા આપી, ન્યાયાધીશના મોટા ભાઇને વિદાય કર્યા.

આવી સ્પષ્ટ વાત કહેનાર ન્યાયાધીશ કોણ ? જાણો છો ?

એમનું નામ રામશાસ્ત્રી પ્રભુણે માહુલીકર.



## સચ્ચાઈને ખાતર

રાંચી શહેરની વાત છે. ત્યાં એક ઓનરરી મેજીસ્ટ્રેટ હતા. (ઓનરરી મેજીસ્ટ્રેટ એ અંગ્રેજી શબ્દ છે. ઓનરરી એટલે વગર પગારે–વેતને કામ કરનાર; ને મેજીસ્ટ્રેટ એટલે ન્યાયાધીશ.) લોકોમાં એમનું માન-પાન સારું હતું. એમની હોશિયારી, બુદ્ધિ ને લોકપ્રિયતા જોઇને સરકારે એમને એ પદે નીમ્યા હતા.

એક દિવસ એમની પાસે ચોરીનો એક મુકદ્દમો આવ્યો. ચોરી હતી નજીવી. ફક્ત એક કામળની.

ન્યાયાધીશની સામે ગુનેગાર ઊભો હતો. ન્યાયાધીશે ગુનેગારને પૂછ્યું: "તેં કામળ

ચોરી છે ?"

ગુનેગારે જવાબ દીધો "હા જી."

"શા માટે ?"

"નામદાર ! મારી વહુને સખત તાવ આવતો હતો. ટાઢથી થર થર ધ્રૂજતી હતી. શરીર ઢાંકવા માટે મારા ઘરમાં એકે કપડું ન હતું. તેમ કપડું ખરીદવા માટે મારી પાસે પૈસા ય ન હતા. હું લાચાર બન્યો હતો. આવી સ્થિતિમાં મને ચોરી કરવાનું મન થયું, ને મેં ચોરી કરી છે. તેવી વાત આપની આગળ રજુ કરી છે. હવે આપ સજા કરો અથવા દયા લાવીને છોડી મૂકો. આપને ઠીક લાગે તે કરો."

ન્યાયાધીશે જોયું કે ગુનેગારની વાતમાં સચ્ચાઇ છે. જૂઠ નથી. બનાવટ નથી. આથી તેમણે દયા લાવીને ગુનેગારને છોડી મૂકયો.

આ વાતની પોલિસ કમિશ્નરને ખબર પડી. તેને આ ન ગમ્યું. તેણે ઉપરી અધિકારીને આ બાબત લખાણ કર્યું. ઉપરી અધિકારીએ ન્યાયા-

ધીશને રૂબરૂ બોલાવ્યા, ને પેલા ચુકાદા તરફ તેમનું ધ્યાન ખેંચ્યું.

ન્યાયાધીશ કહે: “હા, સાચી વાત છે. પણ મેં આપેલા ચુકાદામાં જરા ય ફેરફાર કરવાની હું જરૂર જોતો નથી.”

ઉપરી અધિકારીએ કહ્યું: “તો તમને તમારા હોદ્દા પરથી છૂટા કરવામાં આવે છે.”

ન્યાયાધીશ કહે: “ભલે. બહુ સારું.”

સચ્ચાઈ ને ન્યાયની ખાતર સરકારી સન્માનને, હોદ્દાને ઠોકરે મારનાર એ ન્યાયાધીશ કોણ હતા? એ હતા કરાંચી સુધરાઈના પ્રમુખ; કરાંચીના લોકપ્રિય નગરપતિ—જમશેદ મહેતા!



## એક બાંયનું અંગરખું!

શિવાજીનું નામ સાંભળ્યું છે ને? શિવાજીના ગુરુનું નામ દાદાજી કોંડદેવ. દાદાજી શાહજીના કારભારી હતા. પુનાની જાગીર એમણે જ આબાદ કરેલી. એ નીતિવાન હતા. સદાચારી

હતા. ધર્મ પર ભરોસાવાળા હતા અને ન્યાયી હતા. એમના ન્યાયીપણાની એક વાત જાણવા જેવી છે.

એક દિવસ દાદાજી વાડીમાં ફરતા હતા. વાડી આંખને ઠારે એવી હતી. દાદાજીએ એવો નિયમ કરેલો કે વાડીમાંથી એક પાંદડું પણ તોડશે તેને સજા થશે. એક દિવસ ફરતાં ફરતાં દાદાજીથી જ એક ફળ તોડાઇ ગયું. ફળ તોડયા પછી તરત જ પોતે કરેલો નિયમ યાદ આવ્યો. પોતે ગુનેગાર બન્યા એવો ખ્યાલ આવ્યો. પણ થાય શું ? ગુનો તો થઈ ગયો ગુનાની સજા તો થવી જ જોઇએ ને ? નહિ તો કાયદો માને કોણ ? કાયદાની કિંમત પણ શી ? કાયદો બધાંને એક સરખો જ લાગુ પડે.

દાદાજીએ તરત જ તરવાર કાઢી. જે હાથે ફળ તોડયું હતું તે હાથ કાપી નાખવા તૈયાર થયા. બધાને જાણ થઇ કે દાદાજી પોતાનો હાથ કાપી નાખવા તૈયાર થયા છે. સૌએ

ખૂબ આજીજી કરી સમજાવ્યા, પણ દાદાજી માને શાના? પોતાનો કાયદો પોતે પાળવો જ જોઇએ, તેવો દાદાજીએ આગ્રહ કર્યો. માણસો કહેવા લાગ્યાં: "આ ભૂલ તો તમારી શરતચૂકથી થઈ છે. તમે જાણીબૂઝીને ક્યાં કાયદાનો ભંગ કર્યો છે?"

દાદાજી કહે: "એ ખરું, પણ કાયદો તે કાયદો."

લોકો કહે: "ના, ના. અમે આવી સખત શિક્ષા નહિ જ કરવા દઇએ."

દાદાજી હસીને બોલ્યા: "પણ હું સજાને પાત્ર છું. ભૂલથી થયેલા ગુના બદલ પણ મારા જેવા માણસોને તો સજા થવી જ જોઇએ."

આમ કહી દાદાજીએ પોતાના અંગરખાની જમણી બાંય તોડી નાખી. તેમણે તે દિવસથી આખી જિંદગી સુધી એક બાંયવાળું જ અંગરખું પહેર્યું.

મહારાષ્ટ્રમાં દાદાજી કોંડદેવનું ન્યાયીપણું

ઘેર ઘેર જાણીતુ છે.



## સ્વભાષાનું અભિમાન

મહારાષ્ટ્રમાં શ્રીમંત માધવરાવ બલ્લાળનો અમલ હતો. નાના ફડનવીસ દીવાન હતા. રામશાસ્ત્રી ન્યાયાધીશ હતા. તે જમાનામાં આવ-જાવા માટે પાલખીનો ઉપયોગ થતો હતો. તે વખતે મોટર ન હતી. મોટર તો હમણાં થઇ.

રામશાસ્ત્રીની પાલખી જૂની થઈ ગઇ હતી. તેથી નાના ફડનવીસે એમને માટે એક નવી પાલખી મોકલી આપી. પાલખી લઇ નોકર રામશાસ્ત્રીને ઘેર આવ્યો.

રામશાસ્ત્રીએ પૂછ્યું: "શા માટે પાલખી લાવ્યા છો?"

પાલખી લાવનાર કહે: "આપની પાલખી જૂની થઇ ગઇ છે તેથી."

"કોણે મોકલી?"

"નાનાસાહેબે."

મહારાષ્ટ્રમાં 'રાવ' 'પંત' વગેરે શબ્દો માનસૂચક શબ્દો તરીકે વપરાય છે. પરંતુ એ શબ્દોને બદલે 'સાહેબ' શબ્દ વાપરવાની રૂઢિ કેટલાક વખતથી રાજ્યમાં ઘૂસી ગઇ હતી. આ બાબતની રામશાસ્ત્રીને ઘણી ચીડ હતી. નોકરે નાના ફડનવીસ માટે નાનાસાહેબ શબ્દ વાપર્યો એ શાસ્ત્રીને જરાય ન ગમ્યું. તરત ચીઢાઇને શાસ્ત્રીજીએ પૂછયું: "નાનાસાહેબ? એ વળી કોણ મૂઓ છે?"

નોકર બોલ્યો: "દીવાન બાલાજી જનાર્દન!"

"તો એમ કહેતાં તારી જીભ બંધાઇ જતી હતી? શ્રીમાન બાલાજી જનાર્દન એવું નામ મકી દઈ બીજું નામ શા માટે બોલે છે? જેને ને તેને માટે 'સાહેબ' શબ્દ તમે લોકો શા માટે વાપર્યા કરો છો? શું દીવાન કોઇ ગોરો સાહેબ છે?"

"ના જી. મારી ભૂલ માટે માફી માંગું છું."

"ઠીક, જા! પણ હવેથી જેને ને તેને

સાહેબ સાહેબ નહિ કહેતા !"

ત્યારથી સાહેબ શબ્દ રામશાસ્ત્રીની રૂબરૂ કોઇથી બોલી શકાતું નહિ. રામશાસ્ત્રી આજે હયાત નથી. એમના જેવા સ્વભાષાભિમાની ઓછા જ નજરે પડે.

આજે પણ મહારાષ્ટ્રમાં 'સાહેબ' શબ્દ ઓછો વપરાય છે!



## શાબાશ નઈમ !

ઉત્તર હિંદુસ્તાનમાં પતિયાલા સંસ્થાન છે. તેમાં વસ્તી નામનું એક નાનું ગામ છે. ત્યાં બે નાના છોકરા રહેતા હતા. મોટો છોકરો દસ વરસનો હતો. તેનું નામ નઇમ.

એક વખત માબાપ કામે ગયાં હતાં. બંને ભાઇઓ ઘર આગળ રમતા હતા. ઘર પાસે એક કૂવો હતો. પણ તેને કઠેરો ન મળે. નઇમ અને તેનો નાનો ભાઇ કૂવાની આસપાસ દોડતા હતા. દોડતાં દોડતાં નઈમના નાના ભાઇનો

પગ લપસ્યો, ને તે ધડીમ્ દઇને કૂવામાં પડયો. પડતાં પડતાં તેણે ચીસ પાડી.

ભાઇને કૂવામાં લપસી પડયો જોઈ નઈમે પણ મોટેથી ચીસ પાડી. તે દોડતો કૂવા પાસે આવ્યો. કૂવામાં પાણી અથાગ હતું.

હવે શું કરે ? પાસે કોઇ માણસ પણ ન મળે, અને પોતાને તરતાં ય ન આવડે કે જેથી ભાઇને બચાવી શકાય. તે વિમાસણમાં પડયો. પોતાનો ભાઇ ડૂબી જશે, એ વિચારે તેને ફાળ પડી. આવા પ્રસંગે મોટા મરદો પણ ગભરાઇ જાય છે, ત્યારે નઇમ જેવો નાનો બાળક ગભરાય તો તેમાં નવાઇ નહિ. છતાં નઇમ જરા ય ગભરાયો નહિ, તેમ રડયો પણ નહિ.

કૂવામાંથી પાણી કાઢવાનો એક રેંટ હતો. તે રેંટની સાથે બાંધેલું જાડું દોરડું કૂવામાં લટકતું હતું. દોરડું નજરે પડતાં જ નઇમે પળનો પણ વિલંબ કર્યા શિવાય ઝટ પકડી લીધું ને સર સર કરતો નીચે–કૂવામાં ઊતરી

પડયો. કાથાનું દોરડું સખત કરકરું હતું, તેને પકડી નીચે ઊતરતાં ઊતરતાં તેના બંને કોમળ હાથ છોલાઈ ગયા—લાલ લાલ થઇ ગયા.

પરંતુ તેની આ જહેમત સફળ થઇ. જેવો તે પાણીની સપાટી સુધી ગયો, તે જ વખતે તેનો ભાઈ એક ડૂબકી ખાઇ પાણી ઉપર નીકળી આવ્યો હતો. તેને તરત જ નઇમે દોરડું આપી દીધું. પોતે ડાબે હાથે દોરડું પકડી રહ્યો અને જમણે હાથે ભાઇને દોરડું આપ્યું.

એટલામાં તો આ વાતની ખબર આજુ-બાજુના લોકોને પડતાં જ તેઓ કૂવાકાંઠે ભેગા થઈ ગયા. તેઓ બંને છોકરાને કૂવામાં પડેલા જોઇ ગભરાઈ ગયા.

નઇમના બંને હાથ લાલ લાલ થઈ ગયા હતા. ડાબા હાથ પર સઘળું વજન પડેલું હોવાથી તે થાકી ગયો હતો. છતાં એ દુઃખ તે ધીરજથી સહન કરી રહ્યો હતો. તેણે લોકોને કહ્યું: “તમે બિલકુલ ગભરાશો નહિ. તમારા-

માંથી કોઈ નીચે ઊતરી મારા ભાઇને લઈ જાઓ, ત્યાં સુધી ગમે તે થાય, તોપણ હું મારો હાથ છોડવાનો નથી."

નઇમનો ભાઇ કૂવામાં પડયો ત્યારથી તેને કાઢયો ત્યાર સુધીમાં લગભગ અડધા કલાક જેટલો સમય લાગ્યો હતો. આટલા વખત સુધી દસ વરસના નઇમે પોતાના ભાઇને પકડી રાખી તેના પ્રાણ બચાવ્યા.

નઇમનો બંધુપ્રેમ, હિંમત અને સહન-શીલતા જોઇ એકઠા થએલા લોકો બોલી ઊઠયા: "શાબાશ નઇમ !"



## ગોપાળની સચ્ચાઈ

ગોપાળ મરાઠી ત્રીજી ચોપડી ભણતો હતો. એક દિવસ ગુરુજીએ વર્ગના બધા છોક-રાને ગણિતનો એક દાખલો ઘેરથી ગણી લાવવા લખાવ્યો. બીજે દિવસે બધા જ છોકરા દાખલા ગણી લાવ્યા. પણ એ અઘરો દાખલો બધાનો જ ખોટો

પડયો. ફક્ત ખરો પડયો એકલા ગોપાળનો. શિક્ષકે તેને પહેલો નંબર આપ્યો, ને તેના બહુ વખાણ કર્યાં.

પણ પોતાનાં વખાણ સાંભળી ગોપાળ તો ખૂબ રડવા લાગ્યો.

શિક્ષકે તેને પૂછ્યું: "ગોપાળ! કેમ રડે છે? તારો દાખલો તો ખરો છે?"

ગોપાળે જવાબ દીધો: "ના, ના, સાહેબ, મારે પહેલો નંબર નથી જોઇતો. મારો દાખલો ખરો પડયો, પણ તે મેં ગણ્યો નથી; એ તો બીજા પાસે ઘેર ગણાવ્યો હતો. હું વખાણને લાયક નથી. મારે પહેલો નંબર ન જોઇએ."

શિક્ષક ગોપાળની સચ્ચાઈ જોઈ બહુ ખુશ થયા.

[ ૨ ]

ગોપાળ ને ગોવિંદ બે ભાઇઓ હતા. ગોપાળ નાનો અને ગોવિંદ મોટો.

રજાના દિવસો હતા. બંને ભાઇઓ ગામના

છોકરાઓ સાથે આટાપાટાની રમત રમવા ગયા.

ભિલ્લુ વહેંચી લીધા. ગોપાળ ને ગોવિંદ સામસામા પક્ષમાં આવ્યા.

રમત જામી. ગોવિંદને ગોપાળના પાટા પરથી પસાર થવાનું આવ્યું.

ગોવિંદે કહ્યું: "મને છાનોમાનો નાસી જવા દે. હું તારો મોટો ભાઈ છું ને?"

ગોપાળે જવાબ દીધો: "ના, મોટાભાઈ! મારા પક્ષનો વિશ્વાસઘાત હું ન કરું. તમે કહો તો હું રમત છોડીને ચાલ્યો જાઉં."

ગોપાળનું કહેવું સાંભળી ગોવિંદ ચૂપ જ થઈ ગયો.

એ ગોપાળ તે ગોપાળ કૃષ્ણ ગોખલે.



## પરોપકાર

કલકત્તાથી રાવબહાદુર ચક્રવર્તી નામના એક ગૃહસ્થ પોતાના કુટુંબ સાથે કાશીની જાત્રાએ ગયા હતા. ત્યાં ગયા પછી એક

દિવસ ચક્રવર્તીની બે પુત્રીઓ નોકરને લઈ ગંગાસ્નાન કરવા ગઈ. આ વખતે ગંગાનદીમાં ભરતી આવી હતી.

સ્નાન કરતાં તે બંને છોકરીઓ ગંગા-નદીના પ્રવાહમાં પડી ને તણાવા લાગી. નોકરે છોકરીઓને તણાતી જોઇ. તરત જ તે નદીમાં કૂદી પડયો, પરંતુ વહેણનો વેગ ઘણો હતો. છોકરીઓને બચાવવાની વાત તો બાજુએ રહી, પરંતુ નોકર પણ પાણીની સાથે તણાવા લાગ્યો.

આમ બે છોકરીઓ તથા નોકર દોડતાં પાણી સાથે વહી જવા લાગ્યાં.

આ ત્રણે જણાં પ્રવાહમાં ઘસડાઇ જતાં હતાં, ત્યારે તેમના ઘરનું કોઇ પણ માણસ ત્યાં ન હતું. પરંતુ બીજાં સેંકડો માણસો ઘાટ પર ઊભેલાં હતાં. કેટલાંક નદીમાં નાહતાં હતાં. પરંતુ તેમાંનું એક પણ માણસ મદદે ગયું નહિ! 'ડૂબી ચાલ્યાં! ડૂબી ચાલ્યાં!'

'દોડજો! દોડજો!' એવી બૂમો માર્યા શિવાય બીજું કાંઈ પણ તેમણે કર્યું નહિ.

એટલામાં તે ભીડમાંથી પ્રયાગનારાયણ નામનો એક જુવાન વિદ્યાર્થી દોડતો આવ્યો અને ગંગા નદીમાં ધબ્ દઈને કૂદી પડયો.

પ્રયાગનારાયણ તરતો તરતો પેલાં ખેંચાઇ જતાં ત્રણ જણાં પાસે બનતી ઝડપે જઇ પહોંચ્યો. અને મહામુશ્કેલીએ તેમને કાંઠા સુધી લાવ્યો. આ ત્રણ માણસોને બચાવતાં તેને ઘણો જ થાક લાગ્યો. આમ ખૂબ જ થાકી જવાથી તે અચાનક પ્રવાહના ઊંડા પાણી તરફ ખેંચાઈ ગયો, અને છેવટે મરણ પામ્યો.

પ્રયાગનારાયણે અત્યંત શૂરવીરતાથી પોતાના પ્રાણની પણ પરવા કર્યા વગર ત્રણ માણસોના પ્રાણ બચાવ્યા. તેનું શબ હાથ આવ્યું. તેની સ્મશાનયાત્રામાં હજારો વિદ્યાર્થીઓ અને લોકો સામેલ થયા.



# રંગનાથ શાસ્ત્રી

ઈ૦ સ૦ ૧૮૩૧ની વાત છે.

મદ્રાસ ઈલાકામાં ચિત્તુર નામનું એક શહેર છે. ત્યાંના એક છોકરાના બચપણની આ વાત છે.

એક છોકરો બહાર રમવા ગયો હતો. તે રમીકરીને ઘેર આવ્યો ત્યારે તેણે પોતાની માને રડતી જોઈ. છોકરાએ તેની પાસે જઈને પૂછ્યું: “મા, રડે છે કેમ?

મા બોલી: “બેટા! બે દિવસ પછી તારા દાદાની વરસી છે. તે દિવસે તારા બાપની અહીં જરૂર છે. પણ તે તો જેલમાં છે. હવે શું કરીશું?” આમ કહી તે ફરી રડવા લાગી.

છોકરો બોલ્યો: “મા! ગભરાઈશ નહિ. ધીરજ રાખ.”

આમ કરી તે તો ઊપડયો જજસાહેબને

બંગલે.

જજસાહેબ તે શહેરમાં જ રહેતા હતા. કેદખાનું પણ તે શહેરમાં જ હતું.

છોકરો એક ખેડૂતનો હતો. બાપે મહેસૂલ નહિ ભરેલું હોવાથી તેને કેદ કરવામાં આવ્યો હતો. તેણે સરકાર પાસેથી જમીન ખેડવા માટે લીધેલી હતી.

પણ વરસ નબળું પડવાથી તે મહેસૂલ ભરી શક્યો ન હતો. આથી તેને જેલમાં જવું પડયું હતું.

પેલો છોકરો તો ગયો સાહેબ પાસે. જઇને સલામ કરી.

જજે પૂછયું: "કેમ આવ્યો છે, છોકરા?"

છોકરો બોલ્યો: "મહેસૂલ ન ભરવાથી મારા બાપા કેદમાં છે. બે દિવસ પછી મારા દાદાની વરસી છે. તેમાં તેમની જરૂર છે. માટે આપ કૃપા કરીને તેમને છોડી દો તો બહુ સારું."

જજ બોલ્યો: "છોકરા! તારો બાપ સર-

કારનો કરજદાર છે. જ્યાં સુધી તું તેનો જામીન ન આપે ત્યાં સુધી હું તારા બાપને છોડી શકું તેમ નથી.”

છોકરો બોલ્યો: “સાહેબ! તેમને જામીન આપી છોડાવવા જેટલા પૈસા તો મારી પાસે નથી. પરંતુ મારા બાપને બદલે હું કેદમાં રહેવા તૈયાર છું. માટે મને કેદ કરો અને એમને છોડી દો.”

છોકરાના શબ્દો સાંભળી જજસાહેબ ખુશ ખુશ થઈ ગયા. તેમનું હૃદય દયાથી પીગળી ગયું.

અને તરત જ તે છોકરાના બાપના છૂટકારાના હુકમના કાગળ પર પોતાની સહી કરી.

હુકમનો કાગળ છોકરાના હાથમાં આપ્યો.

છોકરો તે લઈને જેલ તરફ દોડતો ગયો.

જેલરને કાગળ આપ્યો. બાપને છોડાવ્યો.

બાપદીકરો બંને હરખાતા હરખાતા પોતાને ઘેર ગયા.

મા પણ રાજી રાજી થઇ ગઈ.

આ છોકરો મોટપણે શાસ્ત્રી તરીકે સુપ્રસિદ્ધ થયો. આ શાસ્ત્રીજી જુદી જુદી પંદરેક ભાષા જાણતા ને બોલી શકતા.

એમનું નામ: રંગનાથ શાસ્ત્રી.



# ગાંડીવ
## કુમારમાળા

1 ગોરીલાનો પ્રેમ
૨ પૂછડિયાના પ્રદેશમાં
૩ શિકારિકા—૧
૪ ગેબી સૃષ્ટિ—૧ }
૫ „ „ —૨ }
૬ શિકારિકા—૨
૭ ચાંદા પર ચઢાઈ
૮ આફતે મર્દા
૯ મોતના પંજામાં
૧૦ ચીણગારી
૧૧ લલ્લુ
૧૨ સંકટની શોધમાં
૧૩ જોતીઓ સરદાર
૧૪ માયાવી દેશ
૧૫ ટોમી અને બીજી વાતો
૧૬ શિકારિકા—૩

**સોળ પુસ્તકો**
**૧૨॥ રૂપિયા**

બહારવટું ✿ શિકાર ✿ ક્રિકેટ ✿ પરાક્રમ ✿ પ્રવાસ ✿ સ્કાઉટિંગ